श्री

# ભજન સાગર.

असितगिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमूर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालम्
तदपि तव गुणानामीश पारं न याति ॥

અર્થઃ—

નીલગિરી પર્વત જેટલી શાહી હોય, મહાસાગર જેવડો ખડીયો હોય, સર્વે દેવતાઈ ઝાડોની કલમ બનાવી હોય, પૃથ્વીના પડ જેવડો કાગળ બનાવ્યો હોય, અને સર્વથી સરસમાં સરસ લખનાર વાણી શારદા સદાકાળ લખ્યા કરે, તોપણ હે ઈશ્વર ! ત્હારા ગુણનો પાર આવે નહીં.

નવમી આવૃત્તી નકલ ૨૦૦૦
કિંમત ૭ આના.
સંવત ૧૯૭૪ના શ્રાવણ સુદ ૧૧ ને રવિવાર

હે

પ્રભુ !

તમે એક

છો, અખંડ છો,

અનંત છો: વ્યાપક છો,

નિર્વિકાર છો, સર્વાધાર છો,

સકળ વિશ્વના સ્વામી છો અને

સર્વશક્તિમાન છો તમે સર્વ ગુણોના

નિધિ છો, તમે દયાના સાગર છો, અને તમે

અધમ ઉદ્ધારણ છો. તમારો મહિમા અગાધ

છે, તમારૂ ડહાપણ અપાર છે. તમે રાજાઓના રાજા

તથા દેવોના પણ દેવ છો, અને તમારી અકળ ગતિનો

કોઈ પાર પામી શકતું નથી. હે મહા મંગળકારી

અખંડ સચ્ચિદાનંદ પરમકૃપાળુ પવિત્ર પિતા

મહાન્ ઈશ્વર! તમારા એવા ગુણો ને

મ્હોટાઇમાં અમારૂં મન લય કરવા

માટે અને તમારી સત્ય સેવા

કરવાને ખાતર શુદ્ધ અંતઃકર-

ણના પ્રેમથી માનપૂર્વક

હજારો હજારવાર

દંડવંત્ પ્રણામ

ક રી એ

છીએ.

—:o:—

श्री

# ભજન સાગર.

असितगिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालम्
तदपि तव गुणानामीश पारं न याति ॥

અર્થ:—

નીલગિરી પર્વત જેટલી સહી હોય, મહાસાગર જેવડો
ખડીયો હોય, સર્વે દેવતાઈ ઝાડાની કલમ બનાવી
હોય, પૃથ્વીના પડ જેવડો કાગળ બનાવ્યો
હોય, અને સર્વથી સરસમાં સરસ
લખવા વાળી શારદા સદાકાળ
લખ્યા કરે, તોપણ હે
ઈશ્વર! ત્હારા ગુણનો
પાર આવે નહીં.


નવમી આવૃતી ·નકલ ૨૦૦૦

કિંમત ૭ આના.

સંવત ૧૯૭૪ના શ્રાવણ સુદ ૧૧ ને રવિવાર.

# પ્રસ્તાવના.

આ પુસ્તકની અંદર જે ભજનો છપાયલા છે, તેમાંના કેટલાંક કોઇક કોઈક ચોપડીઓમાંથી લીધાં છે; ને બાકીના મોઢેથી ગવાતાં ઉતારી લેવામાં આવ્યાં છે. તેથી તેમાં જો કાંઈ ભુલો હોય તો તે માટે સુજ્ઞ વાંચકો દરગુજર કરશે.

આ પુસ્તકની ઘણી આવૃત્તિઓ છપાઈ ગઈ છે, ને આ છપાવી છે; તે ફક્ત ભગવદ્ પ્રીત્યર્થે ને લોકોના કલ્યાણ માટે તથા અંતઃકરણમાં ભક્તિભાવ જામે એવા હેતુથી છપાવી છે. બીજો કંઈક તેમાં હેતુ નથી. માટે જે જે પુસ્તકોમાંનાં ભજનો લેવાયલાં હોય ને તેમાં તેમના છપાવનારને કંઇ પણ હરકત હોય તો તે લખી જણાવશે તો તે પ્રમાણે યોગ્ય ફેરફાર કરવામાં આવશે.

લી૦

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીઆર.

# સાંકળીયું.

ॐ

# परमात्मने नमः

## સત્સંગ વિષે.

૧

મહાપદ લાધ્યું રે જેને, બીજાં સાધન ન રહ્યા તેને
સહજ સમાધિરે લાગી, અનુભવ જ્યોતિ નિરંતર જાગી.
અનહદ વાજા રે વાજે, પરણવ અરણવ લહેરે ગાજે
ગંગા જમુનારે વહે છે, તરવેણીમાં તાલ મળે છે
જન ત્યાં આવેરે ઝાઝા, ત્યાં છે સકળ તીરથનો રાજા
દેવ મુનિનોરે મેળો, ભાવિક સંઘ થાય છે ભેળો
અક્ષય વટછેરે એમાં, વિશ્વપતિનો વાસો તેમાં
તીરથરારે ન્હાશે, કાગ મટીને હંસજ થાશે.
પિંડજ તેમાંરે ધરશે, એકોત્તર શત કુળ તો તરશે.
નિર્મળ થાશેરે કાયા, પ્રેમ પ્રયાગ વિષે જે ન્હાયા.
સત્ પુરૂષોનીરે સંગે, છોટમ ન્હાયો પરમ ઉમંગે.

૨

સુખ કહ્યું ન જાય સત્સંગનું રે,
આઠે અંગમાં આનંદ થાય—સુખ૦
અડસઠ તીરથ એને સૌ આંગણે રે,
સત્સંગેથી ભેળાં થાય—સુખ૦
એ સુખ ઇંદ્રિના લોકથી અધિક છે રે,
વૈકુંઠેથી વધતું જાય—સુખ૦
એ સુખ બ્રહ્માના લોકથી ભારે ઘણું રે,
એ તો વેદ પુરાણે વંચાય—સુખ૦
મહેતો નરસિંહ એમાં તો એમ ભણે રે,
એ તો ઓળખાવે અવિનાશ—સુખ૦

૩

જેને ન કીયો સત્સંગ જનમ ધરી,
જેને ન કીયો સત્સંગ રે. (ટેક)
તાકો કેવલ પશુ કરી માનો ( ૨ )
જદપિ મનુષ્યકો, અંગરે ( ૨ )—જેને૦
કા ભયો પાટ પીતાંબર પહેરણ
ચહડવે હસ્તી તુરંગ રે, ( ૨ )
તામેં કા બડાઈ પાયો ( ૨ )
ફૂલ્યો હૃદય ઉમંગ રે ( ૨ )—જેને૦

આહાર નિદ્રા ભય કરતોરે મૈથુન
લાગો વિષયકો રંગરે, (૨)
ચેતત નાહીં ભડો હે મુરખ (૨)
કાલ કરેગો ભંગરે (૨)—જેને૦
નિર્મળ ચિત્ત કરી કબહુ ન નાહ્યો
સંત સ્વરૂપી ગંગરે (૨)
કહે હેવો કેસે કરી પાવે (૨)
પુરણ પદ અભંગરે (૨)—જેને૦

૪

સંતો અમે વહેવારીઆ, શ્રી રામનામના રે (ટેક)
વેપારી આવે છે બધા ગામ ગામનારે—સંતો૦
અમારૂં વસાણું સંતો, સો કોને ભાવે (૨)
અઢારે વરણ જેને હોરવાને આવે—સંતો૦
લાખ કરોડે લેખા નહી, ને પાર વિનાની પુંજી (૨)
હોરવું હોય તો હોરી લેજો કસ્તુરી છે સોંઘી—સંતો૦
આવરો ને ખાતાવહીમાં, લક્ષ્મીવરનું નામ (૨)
ચિઠ્ઠીમાં ચતુર્ભુજ લખીયા નરસૈયાનું કામ—સંતો૦

૫

જેને ઘેર હરિજન હરિજશ ગાય, તેતો નિત્ય ગંગામાં ન્હાય(૨)
અડસઠ તીરથ ગુરૂને આંગણે (૨) દૂર ગયે શું થાય—જે.

ધ્રુવ નાહ્યા, પ્રલ્હાદ નાહ્યા, હેતે નાહ્યા હનુમાન (૨)
પ્રીત કરી પરીક્ષિત નાહ્યા (૨) જોગી શુકદેવ ગાય-જે.
સહુ સંત મળી ધારણ બાંધ્યું, જ્ઞાનગંગા તોળાય (૨)
જપતપ તીરથ જોડે મળ્યા(૨)તેમાં સર્વ સાધન મળીજાય-જે.
જ્ઞાનગંગાનો મહિમા મોટો, મુખે કહ્યો નવ જાય (૨)
ભલે મળ્યા મેતા નરસિંહના સ્વામી,હેતે હરિના ગુણ ગાય-જે.

## ગુરૂ વિષે.

૬

હરિગુણ બાર બાર ગાતાં, પ્રભુ ગુણ બાર બાર ગાતાં (ટેક)
ગુરૂકી કૃપાદૃષ્ટિ રંગ છાઈ, હરિગુણ બારબાર ગાતાં–હ૦
આસન બાંધી સુરતી સાંધી, ભ્રકુટિમેં ધ્યાન લગાય–હ૦
કૃષ્ણ મોરારી જેને ઓઢી કામળ કાળી,એહીમેરેમનભાય–હ૦
જાદવ ગુરૂકી કૃપા ભઇ, તો નાચત વૈકુંઠ જાય–હ૦

૭

દેખ્યા હોય તો કહી બતલાવો,
કયાં છે ગુપ્તી ગંગા?–ભાઈ, કયાં છે૦–હોજી. (ટેક)
ધૂડ ગુરૂ ને છીપા ચેલા,
નહીં દિવસ પગદંડા–ભાઈ નહીં દિવસ–હોજી;

આગમ ભાંખે કાંઇ નવ સુઝે (૨)
આપ વખાણે અંધા—ભાઈ, આપ વખાણે૦—ભાઈ કયાં છે૦
સદ્‌ગુરૂ મળીયા ને સંશય ટળીઆ,
ને મીટ ગયા સર્વે ફંદા—ભાઇ, મીટ ગયા સર્વે૦—હોજી;
મોતી નીરખ્યા પિયુકું પરખ્યા (૨)
જબી ભયા આનંદા—ભાઇ, જબી ભયા૦—ભાઇ કયાં છે૦
એક નુરીજન મોતી નીરખ્યા,
વચન ગુરૂકા વંધા—ભાઇ, વચન ગુરૂકા વંધા૦—હોજી;
દાસ અરજણ જીવણ કે ચરણે (૨)
ધ્યાની પુરૂષકા ધંધા—ભાઈ, ધ્યાની૦—ભાઇ કયાં છે૦

૮

સદ્‌ગુરૂના તે શબ્દ વિચારતાં (૨)
મટે માયા મોહ વિકાર—હરિરસ પીજીયે
બાળી ભસ્મ કરે બીજી વાસના (૨)
ઉર પ્રગટે પ્રેમ અપાર—હરિરસ૦
એવો અજર અમી રસ જે પીયે (૨)
તેના નેણા વેણા પલટાય—હરિરસ૦
લાગી બ્રહ્મખુમારી ન ઉતરે (૨)
સુખ મુખે કહ્યું નવ જાય—હરિરસ૦

તેને સંભવ નથી રે શરીરનો (૨)
થયો આતમ દૃષ્ટે ઉઘાડ—હરિરસ૦
મરજીવો થઇ હરિને મળે (૨)
ગળે જ્ઞાન હિમાળે હાડ—હરિરસ૦
બ્રહ્મજ્ઞાન ગગનવત થઈ રહે (૨)
જયમ કુંભ મહા જળ માંહે—હરિરસ૦
કૃષ્ણ પોતામાં પોતે શ્રીકૃષ્ણમાં (૨)
કૃષ્ણ વિના ન દીસે કાંઇ—હરિરસ૦
જઈ સરિતા સાગરમાં ભળે (૨)
તેનું નામ નદી ટળી જાય—હરિરસ૦
કહે પ્રીતમ સદ્‌ગુરૂ સેવતાં (૨)
ટળે અંતર એક રસ થાય—હરિરસ૦

૯

સદ્‌ગુરૂએ અમને મારેલ છેરે શબ્દોના બાણ;
એક રામને ભજીલ્યો નિરવાણરે—સદ્‌૦
કુટુંબ કબીલાની કુડી કુડી માયારે (૨)
સાચું નારાયણનું નામરે—સદ્‌૦
કહે રવિદાસ સંતો બાણ પ્રતાપેરે (૨)
મટી ગઈ ચોરાશી કેરી ખાણરે—સદ્‌૦

૧૦

સદ્‌ગુરૂ સ્વામીને વીનવું, નમી નમી લાગું પાયજી,
દાન દીધાંરે ભક્તિ જ્ઞાનનાં, કોટી કર્મ મીટાયજી—સ.
જનમ મરણનું તો ભય ગયું, મટી જમડાની ત્રાસજી,
લખરે ચોરાશી ખાતું વીંટીયું, જાણી પોતાંનો દાસજી—સ.
સદ્‌ગુરૂ સમ દાતા નહીં, જો જો મનમાં વિચારીજી;
સગાસંબંધી બેની બંધવા, સરવે સ્વમા સમાનજી—સ.
અવગુણ મારા અનેક છે, નવ જોયા નીરધારજી;
બીરદ પોતાનું સંભારીને, મગનીદાસ કહે બલીહારજી—સ.

૧૧

મારીરે કટારી સંતો પ્રેમની, લાગી કલેજામાંયજી,
અંગોઅંગમાંહે વેદના, નિશદિન ખટકે તનમાંહેજી—મા.
સદ્‌ગુરૂ સાચારે શર તાંકી, તાંકી માર્યા જેણે બાણજી,
ઘાયેલ કીધા તનમન જ્ઞાનસું, એ સુખ જાણશે કોઈ જાણજી—
સ્નેહ અગ્નીરે જેના અંગમાં, તાપ્યા તેનારે તનજી,
સુખ ના ગમેરે આ સંસારનું, સદ્‌ગુરૂ સાથે બાંધ્યા મનજી—
પ્રીત છેરે જેને પ્રાણથી, ગુરૂવિના ઘડી ન રહેવાયજી;
જળની વિછુટી જેમ માછલી, તલખી તલખી મરીજાયજી—
પ્રીત જોજોરે બપૈયાતણી, જેની ન ટળે ટેકજી,

પૃથ્વી પડયારે જલને નહીં નમે, અધર બુંદ પીએ એકજી
પ્રીત હશેરે જેને પૂર્વની, મળશે ગુરૂ તેને જ્ઞાનીજી,
અગ્નીદાસ કહે સદ્‌ગુરૂ સંતને, વારંવાર કુરબાનજી—મા.

## ૧૨

આજે આનંદ ગુરૂ આવ્યા આંગણે (૨)
હું તો દિલ ભરી આદર દઇશ—ગુરૂજી આવ્યા૦
ધન મસ્તક લઇ ચરણે ધરૂં (૨)
લગન કરી ચરણામૃત લઇશ—ગુરૂજી આવ્યા૦
મને પ્રેમે કરીને ગુરૂએ પુછીયું (૨)
તારા અંતરનો કેવો છે ઠાઠ—ગુરૂજી આવ્યા૦
દુઃખ સુખ કેવું છે તારી દેહને (૨)
પુરૂં કહેજે ભણી મુખે પાઠ—ગુરૂજી આવ્યા૦
હું તો મગન થઇ મારા મનમાં (૨)
મને હરખ ઘણેરો થાય—ગુરૂજી આવ્યા૦
કહેણી રહેણી વિનારે સાધન શું કરૂં ? (૨)
જેથી પ્રસન્ન થાય ભગવાન—ગુરૂજી આવ્યા૦
દેવળદાસ ઉપર કીરપા કરી (૨)
પામ્યા ભવરે સાગર કેરો પાર—ગુરૂજી આવ્યા૦

# ઇશ્વરસ્વરૂપ વિષે.

## ઇશ્વર સૌથી મોટા છે.

૧૩

તું અગાધ પરબ્રહ્મ નિરંજન, કો અખ તોહીં લહેરે,
અજર અમર અવિગત અવિનાશી, કોન રહનિરહેરે–તું૦
બ્રહ્માદિક સનકાદિક નારદ, શેષ હું અગમ કહેરે,
સુંદરદાસ બુદ્ધિ અતિ થોરી, કૈસે તોહીં ગ્રહેરે–તું૦

૧૪

તું અગાધ, તું અગાધ, તું અગાધ દેવા,
નિગમ નેતિ નેતિ કહે, જાને નહિ ભેવા–તું૦
બ્રહ્માદિક વિષ્ણુ શંકર, શેષ હુ બખાને;
આદિ અંત મધ્ય તુમહિં, કોઉ નહીં જાને–તું૦
સનકાદિક નારદાદિક શારદાદિક ગાવે;
સુરનર મુનિજન ગંધર્વ, કોઉ નહીં પાવે–તું૦
સાધ બિધ થકિત ભયે, ચતુર બહુ શ્યાને;
સુંદરદાસ કહા કહે, અતિ હા હૈરાને–તું૦

## ઇશ્વર નિરાકાર છે.

૧૫

ઐસા દેશ હમારા સાધો, ઐસા દેશ હમારા હૈ (ટેક)

અલખ અચિંત્ય અરૂપ અનામી,
ગુણ અવગુણ તેં ન્યારા હૈ—ઐસા૦
અગમ અગાધ અનંત અનાદિ,
અચલ અખંડ અપારા હૈ—ઐસા૦
સત્ ચિત્ આનંદ પરમ મનોહર,
સબ જીવનકા પ્યારા હૈ—ઐસા૦
મનસેં પરે બુદ્ધિસેં બાહેર,
નિર્ભય રામ વિચારા હૈ—ઐસા૦
કહત કબીરા સુનો ભાઇ સાધો,
એ પ્રભુ હમ નિરધારા હૈ—ઐસા૦

ઇશ્વર સાકાર છે.

૧૬

હમ સાકાર ઉપાસીવે, સબ ગોકુલકે બાસીવે (૨)
ઉદ્ધવ તુમ અદ્વૈત બ્રહ્મ કહો, નિરાકાર ગુન હીને;
પ્રેમીજનકા પંથ નહીં હમ, શુષ્કજ્ઞાની તુમ ચિન્હે—હમ.
લલિત ત્રિભંગી છેલ ફાંકડે, નટવર નાથ હમારે,
નિર્ગુણ બ્રહ્મસો ધામહે ઉનકા, સમઝત સમઝનહારે—હમ.
જગકર્તાકું રૂપ નહીં તો, જગકું કાંહાંસે આયા?
કારન જેસા કારજ હોવે, ન્યાયશાસ્ત્રમેં ગાયા—હમ.

ઐશ્વર્યાદિ ષડ્ગુન સંયુક્ત, નિર્ગુન કૈસે કહીએ
અજાત્રિગુનપર શુદ્ધ સત્વહરિનિરખત સબસુખ લૈયે–હમ
ભક્ત નેત્ર ભૂષણુ મહા રાધા વર શ્રીકુંજ બિહારી
દાસ દયાદે પ્રાણજીવન ધન, શ્રીગોવર્ધન ધારી–હમ

ઈશ્વર સગુણ છે.

૧૭

હમતો કૃષ્ણુ છબીલો ગાવે (ટેક)
તેરો નિર્ગુન બ્રહ્મ હમે નહીં ભાવે–હમતો૦
ગિરધર ગુન રૂપકે રાશી (૨).
બ્રહ્મ ભજે જે કોઇ હોય ઉદાસી–હમતો૦
જલકું કયા સુખ હોય જલપાના (૨)
લવણુકું કહાં સુખ સિંધુ સમાના?–હમતો૦
જયામેં દાસ ભાવ ઉઠ જાવે (૨)
જુગલ નહીં વહાં કયા સુખ પાવે?–હમતો૦
દાસ સદા હમ શ્રીજી સ્વામી (૨)
માગે દયો ગુરૂ પદ શીશ નામી–હમતો૦

ઈશ્વર આ જગત્થી નીરાળો છે.

૧૮

તું તો ન્યારો રહીને ખેલેરે નારાયણારે (ટેક)

તારી ઈચ્છા તે સૌ માયા, તેમાં સઘળા ભેદ સમાયા;
તું નિર્ગુણ પણ ગુણ તુજમાં દીસે ઘણારે—તું તો૦
પવન પાવકનો પિંડ બનાવે, તેમાં ચૈતન્ય તારૂં આવે;
તુજ ડહાપણ જોતામાં કાંઇ નહીં મણારે—તું તો૦
નટ જેમ પટને ઓથે રહે છે, સકળ પુતળાં નાચ કરે છે;
તેમ તારા કરમાં સર્વેના તાતણા રે—તું તો૦
એક કળે સૌ જગત હલાવે, ચમકદૃષ્ટિ જેમ લોહ ચલાવે;
ઇચ્છા, જ્ઞાન, ક્રિયા, ગુણ, તારા સોહામણારે—તું તો૦
તું ખેલે છે બાજી તારી, એમાં ન પહોંચે બુદ્ધિ અમારી;
છોટમ તુજને ભજતા ભાંગે ભ્રમણારે—તું તો૦

## સૌનો ઇશ્વર એક છે.

## ૧૯

એહી હમારે શ્રીનાથજી (ટેક)
વહાલો ભવ તારણ હાર—જુગ તારણ હાર—એહી૦
દેવ ન જાચું દુસરો રે, મન કિયો રે વિચાર;
દેવ ન જાચું દુસરો—હાંરે મન કિયો રે વિચાર—એહી૦
જપતપ તીરથ કોન કરે રે, જપતપ તીરથ અપાર;
જપતપતીરથકોન કરે—હાંરે જપતપતીરથ અપાર—એહી૦

શોચ સમય શાંતિ ભર્યો રે, મન માન્યો રે મુરાર;
દોઉ અક્ષર સુરદાર કહે, યેહી સબ સારમેં સાર—એહી૦

૨૦

## લાવણી.

એ છે નિરાકાર સાકાર એનો કોઇ નથી પામ્યા પાર (ટેક)
રૂષિયો હાર્યા મુનિયો હાર્યા, હાર્યા સંત મહંત
વેદ પુરાણો પાર ન પામ્યા, એવો ઈશ અનંત—એ૦
સહસ્ર અઠ્યાસી સિદ્ધ ચોરાશી, સનકાદિક શુકદેવ;
ભાવ ધરીને ભજન કર્યાની સૌને જુદી ટેવ—એ૦
રામ કહે કોઈ કૃષ્ણ કહે, કોઇ દેવી કહે કોઇ શીવ;
જેવું જેના ગુરૂએ ગાયું, તે માને તે જીવ—એ૦
મન્ત્ર તમારા ગુરૂ તમારા, શાસ્ત્ર અને વળી સેવ;
જ્યાં ફાવે ત્યાં પાપ તજીને, ભજજો જગનો દેવ—એ૦

## સંત વિષે.

નંદ નંદન કે પ્યારે, આયે મેરે નંદ નંદનકે પ્યારે (ટેક)
માલા તિલક મનોહર બાના (૨)

ત્રિભુવનકે ઉજીઆરે—એહાં ત્રિભુવનકે૦—આયે૦
પ્રેમ સહીત બસત મેરે ઉરમેં (૨)
નેક ન જાત હુ ટારે—એહાં નેક ન જાત૦—આયે૦
હૃદય કલમ કે મધ્ય બીરાજીત (૨)
શ્રી નંદરાય દુલારે—એહાં શ્રી નંદરાય૦—આયે૦
કયા જાનું કછુ પુણ્ય પ્રગટ ભયો (૨)
મેરે ઘરજુ પધારે—એહાં મેરે ઘરજુ૦—આયે૦
પરમાનંદ કરી ન્યોછાવર (૨)
તનમનધન સબ વારે—એહાં તનમનધન૦—આયે૦

૨૨

ધન્ય આજ ઘડી, સંત પધારી પ્રેમે પાવન કીધાં;
અતિ આનંદ અપાર, દયા કરીને અમને દરશન દીધાં.
હરિજન છે હરિ સરખા હેલીરે,
એને મળીએ મરજાદા મેલીરે;
થાય અરસપરસ આનંદ હેલીરે—ધન્ય૦
સંત શરણે જઇએ તો સુખ ઘણું રે,
ડગલે ડગલે ફળ યજ્ઞ તણું રે;
એની સેવાના રે ફળ શારે ભણું રે—ધન્ય૦
સંત વૈકુંઠપતિને અતિ પ્યારા રે,

સંત બ્રહ્માનંદ રસ પીનારારે;
એવા સંતનથી નથી હરિ ન્યારારે--ધન્ય૦
સંત ભેટેરે ભવદુઃખ દૂર પળે રે,
પરમારથપણે પરિબ્રહ્મ મળે રે;
એનું લક્ષ ચોરાશીનું ગમન ટળેરે—ધન્ય૦
કહે પ્રીતમ પુરવના પુણ્ય ફળ્યારે,
જેને આંગણે હરિજન આવી મળ્યારે;
તેને ઉર આનંદના ઓઘ વળ્યારે—ધન્ય૦

૨૩

મળે જીવનમુક્ત હરિતણા, ટળે અંતર તનમન તાપ;
એવો સંગ સંતનો.
કુરે અવેવ આરે શરીરનાં, પરા પલાયે પંડના પાપ—એ.
જેમ કીટ મટી થાય ભ્રમરી, તેને કીટ કહે નહીં કોય—એ.
જેમ પારસ પરશે લોહને, તે તો હેમ હેલામાંય હોય—એ.
જેમ ચંદન વાસથી વૃક્ષને, કરે ચંદન સમાન સોય—એ.
જેમ મલીન જળ મળે જાન્હવી, તેને તરત કરે ગંગતોય—એ.
તાંબાભોર પલટેછે પાણીએ, કરે કંચનમય રસકૂપ—એ.
તેમ સદ્ગુરૂ સુખીયા સંતથી, થાય જન તે સંતસ્વરૂપ—એ.
શુક નારદવ્યાસને વાલ્મીકિ, તેતો ઇશ્વરકાવીયાઆપ—એ.

ધ્રુવ અમરીષ પ્રહ્લાદ વિભીષણ, થયા સુખીયા સંતપ્રતાપ—એ.
સંત સર્વે સુખી થવા ઠામ છે, તેતો પ્રસિદ્ધ કહેછે પુરાણ—એ.
મન કર્મે વચને માનજો, કહે નિષ્કુલાનંદ નિર્વાણ—એ.

૨૪

ધન્ય ધન્ય એ સંત સુજાણને, જેનું ઉલટી પલટ્યું આપ.
એવા જન હરિતણા.
આપટળીમળ્યાભગવાનમાં, જેનોઆપમાંહરિનોવ્યાપ—એ.
જેનાશીશમાંશીશછેશામનું, જેના નેણમાં નાથના નેણ—એ.
જેનામુખમાંમુખમહારાજનું, જેનાવેણમાંવહાલાનાવેણ—એ.
જેના કાનમાંકાન શ્રીકૃષ્ણનાં, જેનાનાકમાંનાસિકાનાથ—એ.
જેનીજીભ્યામાંજીભ્યાજીવનની, જેનાહાથમાંહરિનોહાથ—એ.
જેનાહૃદયમાંહૃદયહરિતણું, જેના પાવમાં હરિનો પાવ—એ.
જેમ હીરો હીરાવડે વેધાયા, તેમ થયો તે સહજ સમાવ—એ.
એમ સંતમાં રહ્યા શ્રીહરિ, માટે સંત તે સુખનું ધામ—એ.
ધર્મભક્તિવૈરાગ્ય ને જ્ઞાન જો, તેને રહેવાનું સંત છે ઠામ—એ.
એવા સંતશિરોમણિ ક્યાં મળે, જેણે દેહે બુદ્ધિ કીધી દુર—એ.
કહે નિષ્કુલાનંદ એને સંગે, ઉગે અંતરે આનંદસુર—એ.

૨૫

તાદૃશી જન તેને જાણીએ, જેમાં એવા ગુણ હોય,

નિંદા સ્તુતિ કોઇની નવ કરે, સઘળું સમદૃષ્ટિ જોય—તાદૃશી.
જેના તે દરશન માત્રથી, ટળે પ્રપંચનું ધ્યાન,
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું, નસાવે અજ્ઞાન—તાદૃશી.
ગુણ ગાયે ગોવિંદના. પ્રફુલ્લિત તન થાય,
નેત્ર પ્રવાહ વહે પ્રેમનો, હરખે હૃદય રૂંધાય—તાદૃશી.
પરદુઃખ દેખી દાઝે ઘણું, નવ કરે કોઇનો દ્રોહ,
ઇંદ્રિયજીત સાચા સદા, ન પામે મન મોહ—તાદૃશી.
સકળ સચરાચરને વિષે, વસ્યા દેખે ભગવાન,
શુભ ઇચ્છે સર્વ જગતનું, લેશ નહિં અભિમાન—તાદૃશી.
સઘળી લીલા તે અવિનાશીની, જેમાં લુબ્ધ જેનું મન,
પ્રીતિ બહુ પરઉપકારમાં, સદા પ્રસન્ન વદન—તાદૃશી.
નટવર ઝળકે નેણમાં, કાંતિ કરૂણામય હોય,
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઇનો નહિ જોય—તાદૃશી.
હરિજન વૈષ્ણવને વિષે, જેને અતિ ઘણું વહાલ,
દૃઢ આશરો દીનતા ઘણી, બોલે વચન રસાલ—તાદૃશી.
વિઠ્ઠલતા વિઠ્ઠલેશસું, મુખે કૃષ્ણનું નામ,
એવા ભગવદીના દાસના, હરિદાસ ગુણ ગાય—તાદૃશી.

૨૬

સાચા સંત તે દુઃખ દે તેને, પણ સુખ દે મન સાચેરે,
દોષ ન રાખે કલ્યાણ તેનું, પ્રભુ પાસે જાચેરે—સાચા.

વણ અપરાધે પ્રલ્હાદ પીડયો, હિરણ્યકશ્પુ અભાગીરે,
શ્રીનરહરિ પાસે પ્રલ્હાદે, તેની પણ ગતિ માગીરે—સાચા.
પાંચ પુત્ર પાંચાળી કેરા, અશ્વત્થામાએ માર્યારે,
ભીમસેન હણુતા હુતા ધરી, દયા દ્રૌપદી વાર્યારે—સાચા.
સાધુપણું તું શીખ વૃક્ષથી, પીડા સહી પર પોષેરે,
દયા પ્રીતમને તે જન વહાલો, રિપુ રંજે ચિત્ત તોષેરે—સાચા.

२७

સાધુ તે જનનો સંગ, બાઇ, મારે ભાગ્યે મળ્યો છે,
મોટા પુરૂષનો સંગ, બાઇ, મારે ભાગ્યે મળ્યો છે. (ટેક)

મોટા પુરૂષનાં દર્શન કરતાં (૨)
ચડે છે ચોગણો રંગ—બાઇ૦
અડસઠ તિરથ મારા સંતને ચરણે (૨)
કોટિ કાશી ને કોટી ગંગ—બાઇ૦
દુરિજન લોકનો સંગ ન કરીએ (૨)
પાડે ભજનમાં ભંગ—બાઇ૦
નિંદાના કરતલ નરકેરે જાશે (૨)
ભોગવશે થઈ ભોરિંગ—બાઇ૦
મીરાં કહેરે બાઇ સંત ચરણરજ (૨)
ઉડીને લાગો મારે અંગ—બાઇ૦

## ૨૮

ઓ ભાઇરે શાન્તિ પમાડે, તેને તે સંત કહીએ,
એના દાસના દાસ થઇને રહીએ—ઓ૦

વિદ્યાનું મૂળ મારા ગુરૂએ બતાવ્યું
ત્યારે મેતાનો માર શીદ ખાઈએ (૨)
કીધા ગુરૂજીને બોધ નવ આપે
ત્યારે તેના ચેલા તે શીદ થઇએ—ઓ૦

વૈદ્યની ગોળી ખાતાં દુઃખ નવ જાય
ત્યારે તેની ગોળી તે શીદ ખાઇએ (૨)
લીધા વળાવા ને ચોર જ્યારે લુટે
ત્યારે તેની સોબતે શીદ જઇએ—ઓ૦

કલ્પવૃક્ષ સેવીએ ને દારિદ્રય ઉભે
ત્યારે તેની છાયામાં શીદ રહીએ (૨)
રાજાની નોકરીમાં સૂખ નવ ભાગે
ત્યારે તેની વેઠે તે શીદ જઇએ—ઓ૦

નામ અમૂલ્ય મારા ગુરૂએ બતાવ્યું
ને તે તો ચોંટયુ છે મારે હૈયે (૨)
મહેતા નરસિંહાની વાણી છે સારી
શામળાને શરણે જઈએ—ઓ૦

૨૯

સંતનકે સંગ લાગરે, તેરી આછી બનેગી (ટક)
હંસનકી ગતિ હંસહી જાને, કોઇ ન જાને કાગરે—તેરી—સંત
સંતનકોસંગપૂર્ણકમાઇ, હોઇબડોતેરો ભાગરે—તેરી—સંત.
ધ્રુવકીબનીપ્રલ્હાદકીબનગઇ,હરિસમરણવૈરાગરે-તેરી-સંત.
કહતકબીરાસુનોભાઈસાધુ, રામભજનકોલાગરે-તેરી-સંત.

૩૦

વહાલારે સંતને જય જય સીતારામ,
હાંરે મારી હાલતી વેળાના રામો રામ,
હાંહાંરે મારા ગુરૂને કહેજો પ્રણામ—વહાલારે૦
ક્યાં થકી આવ્યા ને ક્યાં તમે જાશો (૨)
હાંરે તમે ક્યારે કરશો વિશ્રામ—વહાલારે૦
સતસંગ કરવો ભવસાગર તરવો (૨)
હાંરે કાયા પડીએલ પીપળ પાન—વહાલારે૦
રૂદીઆમાં રાખું ને ઘડી ના વિસારૂં (૨)
હાંરે મારે જુગના જીવન સાથે કામ—વહાલારે૦
સત્સંગમાં એક હંસ બીરાજે (૨)
હાંરેજીવને હોયરે આગળની ઓળખાણ—વહાલારે૦
દાસ જીવણ સંતો ભીમકેરે ચરણે (૨)
હાંરે આપણે જાવું છે વૈકુંઠધામ—વહાલારે૦

## જોગી ન થવા વિષે.

૩૧

નિશ્ચે કરો રામનું નામ, નથી કાંઈ જોગી થઇને જાવું,
નથી ભેગ ભગવો કંઇ કરવો (૨) ભેગું કરીને ખાવું-નિ૦
જો પુરવે તો ભગવા કરજો, પુરવે ઉજ્જવળ રાખો,
શ્યે દુખાવો સામા જીવને, સુખ સામાનું તાકો-નિ૦
એક ત્રાજવે સૌ સંસારી, બીજે જોગી લાવો,
ક્યા જોગીને રામજી મળીયા, એવો એક બતાવો-નિ૦
કોઈ નાઠા રાંડીને રોષે, કોઇને ન મળી નારી,
કોઇ સ્વાદે કોઇ કરજે નાઠા, કેમ રીઝે ગિરધારિ-નિ૦
મહેતો મીરાં ને પ્રલ્હાદ, સેનો નાપીક નાતી,
ધનો પીપો રોહીદાસ કુબો, ગોરો કુંભારની જાતી-નિ૦
બોડાણો જ્ઞાતિ રજપુતની, ગંગા બાઇ છે નારી,
દાસ થઇને જો રહ્યા તો, ઘેર આવ્યા ગિરધારી-નિ૦
રંકા વંકા સજન કસાઇ, ભજ્યા રાત ને દહાડો,
કિયા જોગીને રામજી મળીયા, એવો એક દેખાડો-નિ૦
નથી રાખ વિભૂતિ ચોળવે, નહીં ઉંધે શિર ઝોલ્યે,
નથી નારી તજી વન જાતાં, જ્યાં લગિ આપ ન ખોળે-નિ૦
જંગલમાં મંગળ કરી જાણે, મંગળ જંગલ જેને,
કડવું મીઠું મીઠું કડવું, સમજી વશ છે તેને-નિ૦

પયને ઓથે ઘૃત રહ્યું છે, તલ ઓથે જેમ તેલ,
કહે નરભો રઘુવર છે સઘળે એવો એનો ખેલ—નિ૰

## ભક્તિ વિષે.

૩૨

સંતો ભક્તીરૂપી એક સાચી કમાઈ,
સાચી કમાઈ તેમાં બેસે ન પાઇ—સંતો૰
કોટી જનમના કલેશ રે જાયે (૨)
ટાળી દે પલમાં આ ભવની ભવાઇ—સંતો૰
નરતન દેહ પછી દુર્લભ મળવો (૨)
જીતેલી બાજી તે હારવી ન ભાઈ—સંતો૰
નરહરી એક પ્રભુને ભજી લે (૨)
નાંખીને સો મણુ રૂની તળાઈ—સંતો૰

૩૩

ભક્તી મહાબળવંતીરે વહાલો વશ થઇ આવે ઘેર (ટેક)
ભક્તીને વશ થઇને વહાલો, વસીયા ગોકુળ ગામ;
આહીરડાને લાડ લડાવ્યા, એવા સુંદર શ્યામ—ભક્તી.
વેદ પુરાણુ પોકારે હરીનું, પતીત પાવન નામ;
એ પાંડવની સાથે રહીને, સઘળાં કીધાં કામ—ભક્તી.
અંબરીખને હેતે અવતરીયા, ભકતન કેરે ઘેર;
રઘુનાથ કે પામ્યા કેરી, એ પુરવની પેર—ભક્તી.

૩૪

ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મ લોકમાં નાંહીરે (૨)
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાસીમાંહીરે-(ટેક.)
હરિના જનતો મુક્તિ ન માગે, જનમો જનમ અવતારારે;
નિત્યસેવા નિત્ય કીર્તન ઓછવ, નીરખવા નંદકુમારારે—ભૂ.
ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયારે;
ધન્યધન્યરે એનામાતપિતાને, સફલ કરી એની કાયારે—ભૂ.
ધન્ય વૃંદાવન ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજના વાસીરે;
અષ્ટમા સિદ્ધિ આંગણીયે ઉભી, મુકતી છે એવી દાસીરે—ભૂ.
એ રસનો સ્વાદ શંકર જાણે, જાણે શુકદેવ જોગીરે;
કંઇ એક જાણે વ્રજની ગોપી, ભણે નરસૈયો ભોગીરે—ભૂ.

૩૫

ભજનકો પરિમાન, એસો હરિ, ભજનકો પરિમાન;
નીચ પાવે ઉંચ પદવી, જલ તરે પાષણ—એસો૦
અધમ ભીલડી અજાત ગુનકા, ચડી જાત વિમાન;
નામ લઈ વૈકુંઠ પામી, બાજતે નીશાન—એસો૦
ચલત તારા ને ચલત મંડલ, ચલત શશી ઓર ભાન;
દાસ ધ્રુવકું અવિચલ પદવી, રામકે દીવાન—એસો૦
રાવણકે દશ શીશ છેદે, કર ગૃહે સારંગપાણ;
બીભીષણકું લંકા દીની, ભક્ત આપનો જાન—એસો૦

નીગમ જાકી સાંખ પૂરે, સુનો સંત સુજાન;
દાસ તુલશી શરણુ આયો, રાખીયે ભગવાન—એસો૦

૩૬

કાળ વ્યાલનો ડંખ ન લાગે, અમૃત નામ ઉચ્ચારે જોને;
પ્રેમ પ્રકાશ કરે ઘટ ભીતર, દુર્મતિ દુર નિવારે જોને.
ચિંતામણિ ચિંતાને ટાળે, વાત લેજો માની જોને;
જે પંખી સુરતરૂને સેવે, તેને ચિંતા શાની જોને.
હરિનું સ્મરણ કરે નિરંતર, તેને સંકટ શાનું જોને;
નોકા સૌને પાર ઉતારે, કોણ મોટું કોણ નાનું જોને.
ઉંચ નીચનું અંતર ન મળે, હરિને ભજે તે હરિનો જોને;
તે પ્રાણી ન પડે માયામાં, વાસી વૈકુંઠ પુરીનો જોને.
જેને માથે ગીરધર ગાજે, તેને શાનો ટોટો જોને;
પ્રીતમ પ્રભુનું ભજન કરશે, તે સરખો નહીં મોટો જોને.

## ભક્તિમાં શરમ ન કરવા વિષે.

૩૭

વરમાળા તો વિઠ્ઠલ વરની, છુટે છેડે ફરીએરે રાણાજી;
વર તો વીઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
લાજો કોની ધરીએ રાણા, કોના મલાજા કરીએરે રાણાજી;
વર તો વીઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.

કાગડાની બુદ્ધિ કાઢી નાંખી, માણેકમોતી ચરીએરે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
સોનાં રૂપાં સઘળા તજીએ, તીલક તુલસી ધરીએરે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
ચીરપટોળા સઘળાં તજીએ, ધોળાં અંગે ધરીએરે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
શાલીગ્રામની સેવા કરીએ, સંતસમાગમ કરીએરે રાણાજી;
વરતો વિઠ્ઠલ વરને વરીએ. સુણોને લાજ કોની ધરીએ.
ફરતાંને ફરતાંસમરણ કરીએ, સંતની સાથે ફરીએરેરાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
બાઇમીરાંકહેપ્રભુગીરધરના ગુણ ચરણકમલ ચીતધરીએરેરા.
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.

૩૮

હરિનો મારગ છે શુરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મુકી, વળતી લેવું નામ જોને.
સુત, વિત્ત, દારા, શીશ સમરપે, તે પામે રસ પીવા જોને,
સિંધુ મધ્યે મોતી લેવા, માંહિ પડયા મરજીવા જોને.
મરણ આગમે ભરે મુઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભો જુવે તમાસો, તે કોડી નવ પામે જોને.

પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનહારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ સાંપડવી નહીં સહેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દિન દેખે જોને.

૩૯

ભક્તિ શૂરવીરની સાચીરે, લીધા પછી કેમ મેલે પાછી.
મન તણો નિશ્ચય મોરચો કરીને, વઘીયા વિશ્વાસી;
કામ ક્રોધ મદ લોભ તજીને, પછી ગળે દીધી ફાંસી—ભ૦
શબ્દના ગોળા જ્યારે છુટવા લાગ્યાને મામલે રહ્યા સૌ મચી;
કાયર હતા તે કંપવા લાગ્યા, નીશ્ચે ગયા નાશી—ભ૦
સાચા હતા તે સન્મુખ ચડિયા, ને હરિ સંગાથે રહ્યા રાચી;
પાંચપચીસને અળગા મેલ્યા, પછી બ્રહ્મ રહ્યા ભાસી—ભ૦
કરમના પાસલા કાપી નાંખ્યા, ભાઇ ઓળખ્યા અવિનાશી;
અષ્ટ સિદ્ધિની ઇચ્છા ન કરે, જેની મુક્તિ થઇ દાસી—ભ૦
તનમનધન જેણે તુચ્છ કરી જાણ્યાં, અહનિંશ રહ્યા ઉદાસી;
ભોજો ભગત કહે ભક્ત થયા, એ તો વૈકુંઠના વાશી—ભ૦

૪૦

હરિરસ મોંઘેરે મૂલ છે, શીરને સાટે વેંચાયજી;
શીરના સાટારે સંતો જે કરે, મહારસ તેને દેવાયજી—હરિ
શીર દેતાં શંક નહીં, સનમુખ જયું ગત શુરજી;
પાછા તે પગલાં નહીં ભરે, સદ્દગુરૂ સામા હજુરજી—હરિ.
પ્રેમ પીયાલા જે પીએ, જીવન મુકત સો જાણજી;
શોક સંશયરે સાલે નહીં, પોંચે પદ નિરવાણજી—હરિ.
તનરે તોપો તૈયાર કરી, ગાન ગલોલા સારજી;
કામ ક્રોધ વેરી મારીયા, સદ્દગુરૂ નામ આધારજી—હરિ.
તનમન શુદ્ધ રે જ્ઞાને ગળ્યાં, જેના હીમાળા માંયજી;
મરજીવા સો સુખ માણશે,એ સુખ મુખે ન કહેવાયજી—હરિ.
બ્રહ્મરે સાગરમાં ઝીલી રહ્યા, કીનારે શું કામજી,
અખંડઆનંદ અંગમાં રહ્યા, મસ્તીદાસ કહે પરણામજી;
હરિરસ મોંઘેરે મૂલ છે, શીરને સાટે વેંચાયજી.

૪૧

તમે નામ નારાયણનું રે લેતાં ડરશો મા;
તમે ડરતાં હોતોરે, ફરીને કોઇ લેશો મા. (ટેક)
સંસારી કહે છે રે, ભગતડા ભુંડા છે (૨)
તમે ભુંડા ન જાણોરે, ભક્તિના મૂળ ઉંડા છે—તમે૦

સંસારી કહેછેરે, ભગતડાં કાલા છે (૨)
તમે કાલા ન જાણજોરે, પ્રભુને બહુ વહાલા છે–તમે૦
સંસારી કહેછેરે, ભગતડા ઘેલા છે (૨)
તમે ઘેલા ન જાણજોરે, પ્રભુને મન પહેલા છે–તમે૦

૪૨

ભાવે ભજતાં તે ત્રિભોવનનાથ, શરમ તેમાં શાની કરવીરે;
વ્હાલો રીઝવતાં વિશ્વનાથ, શરમ તેમાં શાની કરવીરે.
સેવે બુઢ્ઢાબાળાને જેને જવાન, શરમ તેમાં શાની કરવીરે;
ધનવાન અને વિદ્વાન, શરમ તેમાં શાની કરવીરે.
ભજી ગયાછે જેને મોટા ભૂપ, શરમ તેમાં શાની કરવીરે;
ધ્રુવ પ્રહ્લાદ રાજાના પુત્ર, શરમ તેમાં શાની કરવીરે.
ઓધવ અક્રૂર ને અંબરીખ, શરમ તેમાં શાની કરવીરે;
રાજા ખટ્વાંગ જનક પરીખ, શરમ તેમાં શાની કરવીરે.
તજ્યું ભરતે જેને માટે રાજ, શરમ તેમાં શાની કરેવીરે;
મીરાંબાઇએ ન રાખીછે લાજ, શરમ તેમાં શાની કરવીરે.
કર જોડી કહે દાસોના દાસ, શરમ તેમાં શાની કરવીરે;
અંતે જાવું છે પ્રભુજીની પાસ, શરમ તેમાં શાની કરવીરે;
કહેછે જાદવ નથી બુરૂં કામ, શરમ તેમાં શાની કરવીરે;-
ભાવે ભજતાં તે શ્રીભગવાન, શરમ તેમાં શાની કરવીરે.

૪૩

હરિને ભજતાં હજુ કોઇની લાજ, જાતાં નથી જાણીરે;
જેની સુરતી શામળીયા સાથ, વદે વેદ વાણીરે. (ટેક)
વહાલે ઉગાર્યો પ્રલ્હાદ, હિરણ્યકશ્યપુ માર્યો રે (૨)
વિભીષણને આપ્યું રાજ્ય, રાવણને સંહાર્યો રે—હરિને૦
વહાલે નરસિંહ મહેતાને હાર, હાથોહાથ આપ્યોરે (૨)
ધ્રુવનેઆપ્યુંઅવિચળ રાજ, પોતાનો કરી સ્થાપ્યોરે—હરિને૦
વહાલે મીરાં તે બાઇનાં ઝેર, હળાહળ પીધાંરે (૨)
પાંચાળીનાં પૂર્યાં ચીર, પાંડવ કામ કીધાં રે—હરિને૦
આવો હરિ ભજવાનો લ્હાવો, ભજન કોઇ કરશેરે (૨)
કર જોડી કહે પ્રેમળદાસ, ભકતોનાં દુઃખ હરશેરે—હરિને૦

૪૪

કોઈ કહે તેને કહેવારે દઇએ,
આપણે હરિ ભજનમાં રહીએરે;
આપણે પ્રભુ ભજનમાં રહીએરે—કોઇ૦
જગતને ભકતને સદાય વેર છે,
તેમાં ભકતપણું તે કોને કહીએરે,
ભકતપણું જબ જાણીએ,
આપણે સૌના મેણુલા સહીયેરે—કોઇ૦

હીરા ને કંકણ એકજ રંગા,
તેમાં હીરાપણું તે કોને કહીએરે,
હીરાપણું જબ જાણીએ,
આપણે ધાવત ઘણેરા સહીએરે—કોઇ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
આપણે ચરણ કમલ ચિત્ત દઇએરે—કોઈ૦

---

## વિશ્વાસ વિષે.

૪૫

મેં ભરોસે અપને રામકે, મેં ભરોસે અપને રામકે (ટેક)
ઔર ન હુય કછુ કામકે, મેં ભરોસે અપને રામકે—મેં૦
જો માગે સો દેત પદારથ, વારી જાઉ ઇસ નામપે—મેં૦
દોઉ અક્ષર હુય સબકુલ તારક, અંતદેત સુખ ધામકે—મેં૦
તુલશીદાસ પ્રભુનામ દયાધન, ઔર દેવ સબ નામકે—મેં૦

૪૬

રામરતન ધન પાયો, મૈયા મેં તો રામરતન ધન પાયો (ટેક)
સત સંગત સદ્ગુરૂકી કૃપાસેં (૨)
તો ભાગ્ય બડો બની આયો—મૈયા મેં તો રામ૦
ખરચ્યો ન ખુટે વાકું ચોર ન લુટે (૨)
તો દિન દિન હોત સવાયો—મૈયા, મેં તો રામ૦

નીર ન ડુબે વાકું અગ્નિ ન જાલે (૨)
તો ધરણી ધર્યો ન સમાયો—મૈયા, મેં તો રામ૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર (૨)
તો ચરન કમલ ચિત્ત લાયો—મૈયા, મેં તો રામ૦

૪૭

રામ સમરતારે કાંઇ ફીકર નહીં, સબ દુઃખડાં મીટજાવેરે(ટેક)
આરે કાયામાં પાંચ પુરૂષ, ત્રણ નજરે આવેરે (૨)
ગુરૂ મળે તો જ્ઞાન બતાવે (૨) ખોળે ખબરો પાવેરે—રામ૦
વિંધ્યા એટલા મોતીડાને, બીજા પથ્થર પાવેરે (૨)
સમજ્યાએટલામાનવીભાઈ (૨) ગાફલ ગોથા ખાવેરે—રામ૦
સાત સમુદ્ર વચમાં બેટ, નિત્યે કીર્તન ગાવેરે (૨)
હરતાંને ફરતાં રામસમરશે(૨)પલમેં પાર પહોંચાવેરે—રામ૦

૪૮

સૌથી સમરથ રાધાવરનો આશરો,
જેના જનને દુભવી શકે નહિં કોઇ જો;
જમનું જોર ન ચાલે દોષ કરે કદા,
ક્ષમા કરે છે હરિ ચહાય તો જોયજો—સૌથી.
બીજા સૌ મોટા પણ હરિના હુકમથી,
સુરબ્રહ્મા ગણપતિ શક્તિ શિવ શેષજો;

કેશવ કોપે કોઇનું બળ ચાલે નહિ,
એ સૌ રૂઠે હરિજન ડરે ન લેશજો—સૌથી.
માયા કાળ તણો ભય કોઈથી નવ ટળે,
અભય અચળ કરવા સમરથ નહિ કોઇજો;
વિના એક શ્રી ગિરિવરધારી લાલજી,
કોણ શરણ જાતામાં સનમુખ જોયજો—સૌથી.
શ્રીજીજનના અવગુણ તેપણ ગુણ ગણે,
સહજ કરે શરણાગત આપ સમાનજો;
સમોવડ કીધો શરણ જતાં મળમાંસને
આપી દીધું પુરૂષોત્તમ અભિધાનજો—સૌથી.
એવા કરૂણાનિધિ સમરથ શ્રીનાથજી,
દાસ દયાના પ્રીતમ પ્રાણ આધારજો;
એને મુકી અન્ય તણો આશ્રય કરે,
તે નિર્ભાગી મુરખનો સરદાર જો—સૌથી.

## હરિ ભજવામાં આળસ ન કરવા વિષે.

૪૯

ભજનવિના જીવડા દુઃખી, મન તું રામ ભજન કરીલે;
જીવ તું જાયગો જરૂર, મન તું રામ ભજન કરીલે.

લખરે ચોરાશી ફેરા ફિરેગો (૨)
જીવ જનમી જનમી મરે—ભજન૦
માત પિતા તેરા દારા ને બંધુ (૨)
વામેં કારજ કછુ ન સરે—ભજ૦
હસ્તી ને ઘોડા માલ ખજીના (૨)
ધન ભંડાર ભર્યો ઘરમેં—ભજન૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ(૨)
મેરો ચિત્ત ભજનમેં ધરે—ભજન૦

૫૦

હરિનામ બિના નર એસા હય,
દીપક બિનાં મંદિર જેસા હય—હરિ૦
જેસે શશી બિના રજની સોહી હય,
જેસે બિના લુનકી રસોઇ હય;
જેસે ગુરૂ બિનાકા ચેલા હય—હરિ૦
જેસે પુરૂષ બિનાકી નારી હય,
જેસે પુત્ર બિનાકી માતારી હય;
ગીનકા ઘર પુત્રજ જેસા હય—હરિ૦
ઠુંઠર બિના વૃક્ષ બનાયા હય,
જેસે સૂમ સંચરી માયા હય;
જલ બિન સરોવર જેસા હય—હરિ૦

૫૧

હરિ નહીં ગાયો, જનમારો ગુમાયો;
જનમારો ગુમાયો, જનમારો ગુમાયો—હરિ૦
હરિજનકો સનમાન ન કીનો (૨)
અપનો કુટુંબ જીમાયો—ન ગાયો—હરિ૦
પરસ્ત્રી વિષયા કે કારન (૨)
લખરે ચોરાશી ભટકાયો—ન ગાયો—હરિ૦
કહે સંત હરિ ભજ્યો નહીં તું (૨)
હીરા હાથસેં ગુમાયો—ન ગાયો—હરિ૦

---

## ભકિત જલદી કરવા વિષે.

૫૨

હરિ ભજ્યાનું ટાણું, આ છે રામ ભજ્યાનું ટાણું;
આ છે કૃષ્ણ ભજ્યાનું ટાણું;
ભૂલ્યા શિદ ભમો છોરે, આ છે હરિ ભજ્યાનું ટાણું.
હરતાં ને ફરતાં હરિ ન સમર્યા, શું બેસેછે નાણું;
વહાલા શું બેસે છે નાણું;
સમી સાંજના સુઇ રહયા છો, હમણા વહાશે વાણું—ભૂલ્યા.
હાલે રે હાલે ભરીયે ભરીયે, માયા મોહું માણું;
વહાલા માયા મોહું માણું;

ઓચિંતો આવીને પકડશે, પડયું રહેશે કરિયાણું—ભૂલ્યા
માથે આવ્યું નહીં મટે, વહાલા ઘુંઘટમાં ઘેરાણું;
વહાલા ઘુંઘટમાં ઘેરાણું;
બળ કરી બોલાશે નહીં, જ્યારે બેઠું જમનું થાણું—ભૂલ્યા.
દીધા વિના કયાંથી પામો વહાલા એ વાતો હું જાણું;
વહાલા એ વાતો હું જાણું;
ગોવિંદરામ કહે અહીંયા ન સમયો, ઉવાં નથી ઠેકાણું—ભૂલ્યા.

## ૫૩

કાયા છે ત્યાંસુધી કર સમરણ કીરતારનું રે (ટેક)
જતન કર્યું જઠરામાં જેણે, તારો દેહ રચ્યો છે તેણે
તેણે કામ કર્યું છે, અતિ ઉપકારનું રે—કાયા૦
પ્રસવ થયા પહેલું પય કીધું, માતાના સ્તનમાં રચી દીધું;
તેણે કારજ સીધ્યું, તારા આહારનું રે—કાયા૦
કાન નેત્ર દીધા છે કેવાં, સર્વે અંગ અમુલખ એવાં,
અંતઃકરણ કીધા છે, વિવિધ વિચારનાં રે—કાયા૦
દાંત દીધાં તુંને ચાવણું ચાવવા, અન્ન સરજ્યું ઉદર ભરવા;
કર દીધાં કારજ કરવા વહેવારનાંરે—કાયા૦
સુર દુર્લભ મનુષ્યાદેહ પામી, લંપટ ન થવું લુણહરામી;
છોટમ શરણ ગ્રહી લે, સરજનહારનું રે—કાયા૦

## ૫૪

જ્યાંલગી આત્માઅંગમાંછે, ત્યાંલગીહરિહરિતું કહે (ટેક)
હાલતાં હરિ ને ચાલતાં હરિ, ને બેસતાં હરિ તું કહે (૨)
સુતાં પહેલાં જે સ્મર્ણકરે ભાઇ, તેની થાશે જયજય—જ્યાં.
લીધા સરીખું નામ હરિનું, લઇ શકે તો લે (૨)
દીધા સરીખું દાન છે અન્નનું, દઇ શકે તો દે—જ્યાં.
આ રે સંસારીયો સર્વે ખોટા ને સાચી વસ્તુ બે (૨)
એકતોપુણ્ય બીજું હરિભજનભાઇ, જીવડા સમજીલે—જ્યાં.
દ્રષ્ટ પદારથ સર્વે ખોટા ને, આત્મા અખંડ છે (૨)
કીડીથકી તે કુંજર લગણ ભાઇ, કાળચક્રનો ભય—જ્યાં.
એક દિન આંગણેદીવાવિવાહ નેવળીઢોલશરણાઇ વાગે (૨)
કહે જીવણ એવો એક દિનઆવશે, સમશાનો ધગશે—જ્યાં.

## ૫૫

તારી કાયા નગરમાં રે, ચોર ચોરી કરે નર છાની (ટેક)
ચાર ચોર તો ચોરી કરે—એના ધન ધુતારા લેશે (૨)
અરે કાયાના કહ્યા ન માનો (૨) દિનના ખાતર દેશે;
નગરી નવતેરીમાંરે ચોર ચોરી૦—તારી કાયા૦
પાંચ ચોર તો પ્રગટ થયા—તેને પકડી ન શકે કોઇરે (૨)
તત્વ હતો તે તારવી ન જાણ્યો, હાથે હીરલો ખોયો—નગરી.

આશા તૃષ્ણા નહીં બુઝાયા—વાલા મનકા મેલ ન ધોયારે (૨)
ગુરૂપ્રતાપે ભણે ભવાનીદાસ, સબ જન્મારા ખોયા—નગરી.

---

## મોત વિષે.

૫૬

તારા મનમાં જાણે છે મરવું નથીરે,
એવો નિશ્ચય કર્યો નિરધાર;
તેમાં ભુલી ગયો ભગવાનનેરે (ટેક)
ધન દોલત નારી ને ઘણા દીકરારે (૨)
ખેતિવાડી ઘોડી ને દરબાર—તેમાં૦
મેડી મંદિર ઝરૂખા ને માળિયાંરે (૨)
સુખ દાયક સુંદર સેજ—તેમાં૦
ગાદિ તકિયા ને ગાલ મશુરિયારે
અતિ આડ કરે છે એજ—તેમાં૦
નીચી ખાંધ કરીને નમતો નથીરે (૨)
એવું સાધુ સંગાથે અભિમાન—તેમાં૦
મરમાળી મોહનજીની મુરતિરે (૨)
તેની સાથે ન લાગેલ તાન—તેમાં૦
પાપ અનેક જનમના આવી મળ્યારે (૨)

તારી મતિ મલિન થઈ મંદ—તેમાં૦
દેવાનંદના વહાલાને વિસરી ગયોરે (૨)
તારે પડયો ગળે જેમ ફંદ—તેમાં૦

૫૭

તારે માથે નગારા વાગે મોતનારે,
નથી એક ઘડીનો નિરધાર;
તોય જાણ્યા નહીં જગદીશનેરે, (ટેક)
મોટા મેલીને રાજ મરી ગયારે
જોને જાતાં ન લાગી વાર—તોય૦
તારૂં જોબન ગયું જખ મારતુંરે (૨)
માથે કાળા મટી ગયા કેશ—તોય૦
અંત કાળે લેવાને જમ આવિયારે
તેનો ભાળી ભયંકર વેશ—તોય૦
રોમ કોટિ વિંછુ તણી વેદનારે (૨)
દુઃખ પામ્યો તું દૈવના ચોર—તોય૦
સગા સ્વારથી મળ્યા સૌ લુટવારે (૨)
તારૂં જરાએ ન ચાલે જોર—તોય૦
જીભ ટુંકી પડી ને તુટી નાડીયોરે
થયું દેહ તજ્યાનું તત્કાલ—તોય૦

દેવાનંદ કહે નવ જાણ્યા મારા નાથરે (૨)
મળ્યો મનુષ્યનો દેહ વિશાળ—તોય૦

૫૮

જો વિચારીને જીવ હૃદેમાં, મરવું એતો સહી (ટેક)
મેડી મંદીર ને માળીઆં તારા, પડયાં રહેશે સહી (૨)
પ્રભુને અર્થે પૈસો ન વાવર્યો, ઠાઠડી ઠાલી ગઈ—જો૦
કંચન જેવી કાયા તારી, અડવા દેતા નહીં (૨)
ઘર છોડી સમશાને ચાલ્યા, ગોદરે રાખો થઈ—જો૦
માત પિતા તારા બેન બનેવી, ને ઘરની નારી રહી (૨)
છોકરાં તારાં અળગાં રહેશે, એકલો જાશે વહી—જો૦
હરિ ભજો તમે હક હાલો, એમ વેદમાં વાણી કહી (૨)
હીરજી કહે જેણે હરિ ભજ્યા, એની જગમાં યશો રહી—જો૦

૫૯

મારો હંસલો નાનો ને દેવળ જુનું તો થયું;
જુનું તો થયું રે પાંજર પડયું તો રહયું રે—મારો૦
કુડી કુડી કાયા રામા, જુઠી જુઠી માયા રે (૨)
કુડા તો દિલાસા અમને દઇ તો ગયો રે—મારો૦
આરે કાયાની સાથે પ્રીતો બંધાણી રામા (૨)
પડી ગયા દાંત રેખું પડયું તો રહયું રે—મારો૦
કાયાનો ગઢ હંસા ડોલવાને લાગ્યોરે (૨)

ઉડી ગયો હુંસ પાંજર પડ્યું તો રહ્યું રે—મારો૦
બાઇ મીરાં ગાય પ્રભુ, ગિરધરના ગુણ વાલા (૨)
છેલ્લી બાકી ના રામો રામ—મારો૦

---

## જગત્ મિથ્યા વિષે.

૬૦

સબી જાન જગત વહેવાર, રેનકા સપના,
તુમ કાયકુ કહત હો યાર, ભૂલ કર અપના. (ટેક)
નીજ માત તાત દારા, સુત ભગિની ભ્રાતા,
એ સબી સવારથ જાન, પરસ્પર નાતા—સબી૦
એક રામભજન બીન, ઓર નહીં નિસ્તારા,
ગુરૂજ્ઞાન ગ્રહો તુમ ઉતરો, ભવજલ પારા—સબી૦
શીર કાલ અચાનક, ખબર નહીં એક પલકી,
કયા કરતે હો અભીમાન, આશા નહીં કલકી—સબી૦

૬૧

ચેત! પ્રાણીઆ નરકની વાટે જાવું (ટેક)
નરકની વાટે જાવું, ઘણું રહેશે તારે પસ્તાવું રે—ચેત !
રૂડી દેહ મનુષ્યની તું પામ્યો, ખુબ પૈસે ટકેથી જામ્યો;
ઘડી સત્સંગમાં ન વિરામ્યો રે—ચેત !
સંતસાધુને પ્રેમથી ન પોખ્યા, અન્ન વસ્ત્ર આપીનસંતોખ્યા
શેર લોટ ન કોઇના જોખ્યા રે—ચેત !

શરમ મુકીઅધર્મમાંચાલ્યો, શુદ્ધ વેદવિહિતધર્મને ન ઝાલ્યો;
અહોનિશ અહંકારમાં માલ્યો રે—ચેત !
બોધસદ્‌ગુરૂસંતનો નલાગ્યો, મૂર્ખ,માયાના મોહથીનજાગ્યો;
ધક્કો ઓચિંતો કાળનો લાગ્યો રે—ચેત !
હામ મનની તે રહીગઈ મનમાં, કાળ આવી પુગ્યોજોબનમાં;
સોડ તાણી સુતો જઈ વનમાં રે—ચેત !
દ્રવ્ય માલ છોડી ગયો ખાલી, કામ નાવી તે ઠકરાઇ ઠાલી;
જમ આગળ જુગતી ન ચાલી રે—ચેત !
દારા,સુત,વિત્ત,કામ કોઇ નાવ્યા, તનેવળાવીસૌ ઘેર આવ્યાં;
તારા નામનાં જમણ મચાવ્યાં રે—ચેત !
ધર્મરાય તને પુછશે ત્યાંઈ, જન્મધારી કરી શું કમાઇ;
ત્યારે ઉત્તર આપીશ શો ભાઈ રે—ચેત !
નરક દુઃખ તે સહ્યું નવ જાયે, મારે જમ તે માર ન ખમાયે;
રોમ રોમ અતિ વેદના થાએ રે—ચેત !
બ્રહ્મરૂપભગવાનને ન જાણ્યા, પોતે બ્રહ્મ આનંદમાંન માણ્યા;
પૂર વહેતામાં જાય તે તણાણાં રે—ચેત !

---

## દુઃખ વિષે.

૬૨

*નાથ વિના સંકટ કોણ નિવારે (૨)
સંકટ કોણ નિવારે, નાથ વિના સંકટ કોણ નિવારે (ટેક)
ધર્મ કર્મ અમે નથી કીધાં આવ્યા શરણ તમારે:
દીનાનાથ વિના પ્રભુ અમને દુઃખથી કોણ ઉગારે—નાથ૰
દયા ક્ષમાના ગુણ પ્રભુ ધારે, એ વિશ્વાસ અમારે;
મંગળમય પ્રભુ પરમ કૃપાથી, પાપ સકળ સંહારે—નાથ૰
દુષ્ટ વાસના દૂર કરીને, જ્ઞાન વિવેક વધારે;
વિશ્વપિતા વિશ્વેશ્વર અમને, ભવથી પાર ઉતારે—નાથ૰

૬૩

*સંકટ સર્વે હરો, ભવપતિ સંકટ સર્વે હરો (ટેક)
અપરાધો અતિશય મેં કીધાં (૨)
અનુગ્રહ પૂર્ણ કરો—એહાં અનુગ્રહ૰—ભવપતિ૰
અનન્ય ભાવથી રાખું તમારો (૨)
આશ્રય એક ખરો—એહાં આશ્રય૰—ભવપતી૰
કર જોડી હું વિનતિ કરૂં છું (૨)
તે પ્રભુ ચીત્તે ધરો—એહાં તે પ્રભુ૰—ભવપતી૰

---

* આ નિશાનીવાળા પદો અમદાવાદના પ્રાર્થના સમાજની "ઇશ્વર પ્રાર્થના માળા"માંથી રજા લઇને છપાવ્યા છે.

કરૂણા દૃષ્ટિથી મુજ હૃદયે (૨)
પ્રેમળ ભક્તિ ભરો—એહાં પ્રેમળ૦—ભવપતિ૦

૬૪

દામોદર દુખડાં કાપોરે—બળવંતા બેલી;
નંદલાલ નિજાનંદ આપોરે—બળવંતા બેલી,
વહાલાજી હું તો પળ પળનો અપરાધી (૨)
ભરેલો આધિ વ્યાધિરે—બળવંતા બેલી.
વહાલાજી હું તો તમારા બળથી ગાજું (૨)
જાણો છો કહું શું ઝાઝું રે?—બળવંતા બેલી.
વહાલાજી જેવો તેવો છું તોએ તમારો (૨)
આધાર અવર નહિં મારોરે—બળવંતા બેલી.
વહાલાજી મારૂં જોર નથી જો તરછોડો (૨)
શું રૂઠી કરે મંકોડોરે?—બળવંતા બેલી.
વહાલાજી શ્રી મુખ પોતાનો કહો છો માટે લાડું (૨)
બીજું બળ કયાંથી કાઢું રે?—બળવંતા બેલી.
દયાના પ્રીતમ પાણિ ગ્રહ્યો છે તો નિભાવો (૨)
મારે દાસપણાનો દાવોરે—બળવંતા બેલી.

૬૫

મુંને ઘડી નથી વિસરતા રામ, હરિવર સંકટ હર્તા. (ટેક)
વહાલાજી મારા, કરપર ગોવર્ધન ધાર્યો (૨)

વહાલે વૃજને દેશ ઉગાર્યો રામ—હરિવર૦
વહાલાજી મારા, કાળીનાગે તે ફંડ કીધો (૨)
લટકાળે નાથી દીધો રામ—હરિવર૦
વહાલાજી મારા, કંસ હતો બહુ અહંકારી (૨)
નંદજીએ નાખ્યો મારી રામ—હરિવર૦
વહાલાજી મારા, મુષ્ટિક તંદુલ સુદામાના લીધા (૨)
એના મહેલ કનકના કીધા રામ—હરિવર૦
વહાલાજી મારા, કુબ્જાનું ચંદન લીધું (૨)
એને રૂપ અનુપમ દીધું રામ—હરિવર૦
વહાલાજી મારા, પાંચાળી સભામાં પોકારે (૨)
ચીર પૂર્યાં પૂર્ણ મુરારિ રામ—હરિવર૦
વહાલાજી મારા, ભવરે સાગરના છો ત્રાતા (૨)
પીંગળના પ્રાણજ પ્યારા રામ—હરિવર૦

૬૬

દુસરો કોન સુખદાઇ, શ્યામ બિના,
દુસરો કોન સુખદાઇ રે (ટેક).
ધીરજતા ધ્રુવકી ઉર લાઇ, અવિચળ પદ દિયો આઇરે;
ગ્રુડે જબહી પકડયો ગજકું, છિનમેં લિયો છોડાઇરે—દુ૦
પ્રલ્હાદકી અતિ પીડા પિછાની, પ્રગટ ભયે સ્થંભ માંહીરે;
હિરણ્યકશ્યપુ માર્યો હરિયે, નરસિંહ રૂપ બનાઇ રે—દુ૦

પાંડવકુ લાખા ગૃહમેંસે, જાકે લીયો બચાઇરે;
પાંચાળી કે ચીર પુરનકું, ધીર તજી આયે ધાઇરે—દુ૦
જહાં જહાં ભીડ પડત ભકતનકું, તહાંતહાં હોતસહાઇરે;
દયાનંદકો નાથ દયાળુ, ભજો ભાવ ઉર લાઇરે—દુ૦

---

## અર્પણ વિષે.

૬૭

સુખ છે તમારા શરણમાં—હો શામળીયાજી;
એ મારા ગુરૂએ કહ્યું કરણમાં—હો શામળીયાજી. (ટેક)
જપ તપ તીરથ ચારે પદારથ (૨)
એ મારા ગુરૂજીના ચરણમાં—હો શામળીયાજી—સુખ છે૦
પ્રેમે કરીને મારે મંદિરે પધારો વહાલા (૨)
ન જોશો જાત કુળ વરણમાં—હો શામળીયાજી—સુખ છે૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ વહાલા (૨)
આડે આવજો મારા મરણમાં—હો શામળીયાજી—સુખ છે૦

૬૮

મારા પગ તે ઘડજો પંખીતણા, હું તો જાઈશ જમુના તીર જો.
તપ તીરથ વૃત જો કરૂં, મારા ગુડા સાબીત હોય જો.
મારા હાથ તે ઘડજો હેમના, પુણ્ય કરીશ અપરંપાર જો.
સોળે તે હાથે વાવરૂં, મારી કાયાના ઉદ્ધાર જો.

મારા કાન તે ઘડજે કસીતણા,હું તો સાંભળીશ સર્વા બોલજો.
કથા ને કીર્તન મારે, જ્ઞાનના ઘમઘોર જો.
મારીઆંખતે ઘડજેઅમીતણી,હું તોનિરખીશરાયરણછોડજો.
નયણે નિરખું દીનાનાથને, મારાં હૈડાં ટાઢાં થાય જો.
મારૂં હૈયું તે ઘડજે હેમનું, મારી જીભ અમૃતવાણ જો.
હાલતાં ને ચાલતાં જો જપું, મારા હૃદે રહેજો રામ જો.
મારી દેહ તે ઘડજે દયાતણી, માંય લખજો પ્રભુજીનાં નામજો.
અંતકાળ વહેલા આવજો, તમે સાચા છો ભગવાન જો.

૬૯

સ્વામી સીતારામ કૃપા કર, કૌન ભક્તિ કરી,
હરિકો રીઝાવું પ્રભુકો રીઝાવું—સ્વામી સીતારામ. (ટેક)
જાકે ચરનસેં નીકસી સુરસરિત (૨)
તાકો કયા મેં સ્નાન કરાવું—સ્નાન કરાવું;
કોટિ ભાનુ જાકે નખકી શોભા (૨)
તાકો કયા મેં રૂપ દીખાવું—રૂપ દીખાવું—સ્વામી.
અનહદ બાજાં બાજ રહે હય (૨)
તાકો કયા મેં શંખ સુનાવું—શંખ સુનાવું;
ચાર વેદ જાકે કંઠ બીરાજે (૨)
તાકો કયા મેં ભાગવત સુનાવું—ભાગવત સુનાવું—સ્વામી.
કામધેનું જાકે કલ્પવૃક્ષ હય (૨)

તાકો કયા મેં ભોગ લગાવું–ભોગ લગાવું,
લક્ષ્મીજી જાકે ચરણ પલોટે (૨)
તાકો કયા મેં દ્રવ્ય દીખાવું–દ્રવ્ય દીખાવું–સ્વામી.
કમલ બદન જાકે શીશ ચંદ્રમા (૨)
તાકો કયા મેં પુષ્પ ચઢાવું–પુષ્પ ચઢાવું;
તુલસીદાસ બનત નાહિં એકા (૨)
દાસનકો મેં દાસ કહાવું–દાસ કહાવું–સ્વામી.

૭૦

રામ પીયારા, કૃષ્ણ હમારા, તુંહીતુંહી, પ્રભુ તુંહી તુંહી હય.
તુંહી તુંહી, રામા, તુંહી તુંહી હય (૨)
તુંહી તુંહી, પ્રભુ, તુંહી તુંહી હય–રામ૦
બલિહાર જાવાં, કુરબાન જાવાં (૨)
સદકેમેં જાવાં, હરિ, તુંહી તુંહી હય–રામ૦
તુજ બીન મેરા, ઔર ન કોઇ (૨)
એકો અલખ સ્વામી, તુંહી તુંહી હય–રામ૦
કયે દર જાવાં, જાયે સુનાવાં (૨)
ક્યા દર નાહીં, એક તુંહી તુંહી હય–રામ૦
કલ્યાણ હાર પડયો શરણ તુમારે (૨)
રાખો હે લાજ, હરિ, તુંહી તુંહી હય–રામ૦

## ભગવદ્ ઇચ્છા.

૭૧

રામ રાખે તેમ રહીયે, ઓધવજી, રામ રાખે તેમ રહીયે;
આપણ ચીઠીના ચાકર છૈયે—ઓધવજી૦
કોઈ દિન પેરણ હીર ને ચીર (૨)
તો કોઇ દિન સાદા ફરીએ—ઓધવજી૦
કોઈ દિન ભોજન શીરો ને પુરી (૨)
તો કોઇ દિન ભૂખ્યા રહીયે—ઓધવજી૦
કોઇ દિન રહેવાને બાગ બગીચા (૨)
તો કોઇ દિન જંગલ રહીએ—ઓધવજી૦
કોઇ દિન સુવાને ગાદી ને તકીયા (૨)
તો કોઇ દિન ભોંયપર સુઈએ—ઓધવજી૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ (૨)
સુખ દુ:ખ સર્વે સહીયે—ઓધવજી૦

૭૨

શ્રીજી કરેસો ભલી કરેંગે, કયું મનમેં ગભરાતા હય. (ટેક)
ચિંતા તજો ભજો નંદનંદન, ઇતઉતકું કયું ધાતા હય—શ્રી૦
જેને પિંડપ્રકાશ કીયો હય, સોઇ અન્ન પહોંચાતાહય—શ્રી૦
ભાગ લિખ્યા સો નાહીં મીટેગા, હાલ નાવહીં જાતાહય—શ્રી૦

આયો હય સુકૃત કરનકું, પાપપંથ કયું ધાતા હય—શ્રી૦
આયો હય વેપાર કરનકું, ઉલટા મૂલ ગુમાતા હય—શ્રી૦
યાતે મત ભૂલો તુમ પ્રાણી, એ સબ તનક તમાશા હય—શ્રી૦
ભાઇબંધ સબકુટુંબ કબીલા, એ સબ જુઠા નાતા હય—શ્રી૦
યાતે ભજીલે પુરૂષોત્તમ, જમકે દંડ છોડાતા હય—શ્રી૦

૭૩

સુખ દુઃખ મનમાં ન આણિયે, ઘટ સાથેરે ઘડીયાં;
ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં—સુખ૦
નળ રાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યું અન્ન ને પાણી—સુખ૦
પાંચ પાંડવ સરખા બંધવા, જેની દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યા, નયણે નિદ્રા ન આણી—સુખ૦
સીતા સરખી સતી નહીં, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરિ ગયો, સતી મહા દુઃખ પામી—સુખ૦
રાવણ સરખો રાજીઓ, જેની મંદોદરી રાણી;
દસ મસ્તક છેદાઈ ગયાં બધી લંકા લુંટાણી—સુખ૦
હરિશ્ચંદ્ર રાય સતવાદીઓ, તારા લોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી—સુખ૦
સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાંગી ભૂધરે, મહેતા નરસઇનો સ્વામી—સુખ૦

૭૪

હરિજન થઇને, હાણવરધ સુખદુઃખ મનમાં નવ ધરીયે;
ટાળ્યાં નહીંજ ટળે, ઘટ સાથે ઘડીયાં હીંમત નવ હારીયે.
જુઓ કદરજ મહા દુઃખીયા કહાવ્યારે (૨)
કદી સુખ દુઃખ મનમાં નવ લાવ્યારે (૨)
તોય મોહનના મનમાં આવ્યારે—હરિજન૦
જુવો પાંડવ પ્રભુજીને અતિ પ્યારારે (૨)
પલ એક ઘડી નવ રહે ન્યારારે (૨)
તોય વન ભટકયા સંગ લઇ દારારે—હરિજન૦
વસુદેવ દેવકીજી બેઉ બંધ રહ્યારે (૨)
બહુ કાળના બંધન દૂર થયારે (૨)
પ્રભુ પુત્ર થયા ને દુઃખ દુર ગયારે—હરિજન૦
એવું સમજીને હરખ ને શોક તજીયેરે (૨)
એક તાર મન થઈ પ્રભુને ભજીયેરે (૨)
કહે મુકતાનંદ હરિને રજીયેરે—હરિજન૦

૭૫

પ્રભુજીએ ધાર્યું હોય તે થાય;
ડહાપણ કોઇનું કામ ન આવે (૨)
કરોને કોટિ ઉપાય—હાંરે હાંરે કરોને૦—પ્રભુ૦

ભીમ, અર્જુન, સહદેવ, નિકુળ, પાંચમા ધર્મ કહેવાય;
એ પાંચેનાં દેખતાંજીરે, સતી તે કેમ લૂંટાય—પ્રભુ૦
રામ જેવા સત પુરૂષ કહીએ, ને તે પણ વનમાં જાય;
સતી સીતાને કલંક ચઢાવ્યો, તો રાવણ શીર રોળાય—પ્રભુ૦
રાજાને જ્યારે રઢ લાગી, ત્યારે મૃગયા રમવા જાય;
એરે રૂષિને કોઇ દુભશે, તેને તરત સર્પદંશ થાય—પ્રભુ૦
પરીક્ષિત રાજાના જન્મેજય કહાવે, ને તે પણ રાજા કહેવાય;
જગન કરતાં રંભાને વરતાં, અઢાર બ્રહ્મહત્યા થાય—પ્રભુ૦
શુભ મુહૂર્ત ને શુભ ચોઘડીયાં, શુભ ગ્રહે લેવાય;
સારા મુરત જોઇ લગન લખીયાં, રંગ ભરેલી રોળાય—પ્રભુ૦
હાણ વૃદ્ધિ છે હરિને હાથે, મુરખ મન મલકાય;
કરનારો તો કરી રહ્યો છે, અણસમજુ અથડાય—પ્રભુ૦

૭૬

જીવ તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે. (ટેક)
તું અંતર ઉદ્વેગ કરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે—કૃષ્ણને૦
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંતરી, તેવો સ્વર નીસરે—કૃષ્ણને૦
જેવું જેટલું જે જેમ, કાળે તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહીં કોઇથી, શીદ કુટાઇને મરે—કૃષ્ણને૦

તારૂં ધાર્યું થાય એટલું, હરિ ઇચ્છા અનુસરે;
સદાકાળ એ રીત નીભે નહીં, હું પણ શિદ તું ધરે—કૃષ્ણને૦
થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનીષદ ઓચરે;
રાખ ભરોસો રાધા વરનો, દયા તું શીદને ડરે—કૃષ્ણને૦

## હરિભજનની જરૂરીઆત વિષે.

૭૭

ગોવિંદ ગાવ, મન, ગોવિંદ ગાવ (૨)
રામ કૃષ્ણ ભજવાનો આવ્યો છે દાવ—મન, ગોવિંદ૦
દુર્લભ નરદેહી તમે તત્પર થાવ (૨)
ભવસાગર તરવાને બેસવાને નાવ—મન, ગોવિંદ૦
ભગવતકથા સાંભળો ને હૃદે રાખો ભાવ (૨)
સત્સંગરૂપી ગંગામાં પ્રેમે કરી ન્હાવ—મન, ગોવિંદ૦
બાઇ મીરાં કહે તમે હરિજન થાવ (૨)
હરિકે ચરનમેં ચિત્ત લગાવ—મન, ગોવિંદ૦

૭૮

ભજનકેમકરતો નથીપાજીરે, સીતારામકેમથાશેરાજી. (ટેક)
મહાદુઃખ ભોગવીને માયા મેળવી, તેને ઉંધો બેઠો દાટી (૨)
ખાધું નહીં ખવરાવ્યું નહીં, પછે જાતાં કુટે છાતી—ભ.

વિષય ભોગવતાં વંશ વાધ્યો, ને મુને ત્રુઠા માજી (૨)
મમતાની ઘાણીએ ફેરા ફરે, પછે તૃષ્ણા થઇ તાજી—ભ.
સોનું પહેરીને શોભા દેખાડે ને માળામાં મન લાજી (૨)
ભક્તિવિનાભુંડા હાલ તમારા, એમકહીગયાપંડિતકાજી—ભ.
માયાની ટીપણે લાય લાગી, તેને શું રે બેઠા ચાટી (૨)
કહે પ્રીતમભાઇ હરિભજ્યા વિના, અંતે સહુ ધૂળ માટી—ભ.

૭૯

દેવોને છે દુર્લભ એવો મનુષ્યા દેહ આ મળીયો,
તોય હજી હરિભક્તિમાં નથી ચિત્ત તમારો ચડિયો;
ચેતો નહીં તો મહા દુઃખ થાશે, ચોરાશીમાં જાતા,
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતા.
હરિભક્તિ ભૂલ્યા તો અંતે, શ્વાન શૂકર થઇ ભમશો,
રોમ રોમ નરકોમાં પડીને; ખુબ પીડા ત્યાં ખમશો;
ત્યાં વળી બુમ બરાડા દેશો, જમની મારો ખાતા,
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતા.
હરિભક્તિ ભૂલ્યા તો અંતે, ખાવી પડશે એઠ,
વળી રાત દિન ભમવું પડશે, પુરૂં કરવા પેટ;
હડ હડ થઇ જન્મારો જાશે, લાત લાકડી ખાતા,
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતા—દેવોને

૮૦

હરિભક્તિ કરનારે, પલકમેં હોવેગા મરના;
પલકમેં હોવેગા મરના;
અહો હરિજન હૃદય કમલમેં, હરિભક્તિ કરના. (ટેક)
કાકારે મામા કુટુંબ કબીલા. છોડ ચલે પ્યારે;
સમજ મન છોડ ચલે પ્યારે;
સ્વપ્નેમેં જો સૃષ્ટિ હોતી, એસા જગ સારે,
એસા જગ સારે રે—સમજ મન એસા૦—સ્વપ્નેમેં૦—
ધામ, ધરા, ધન, માલ, ખજાના. આખર નહીં અપના;
સમજ મન આખર નહીં અપના;
એક દિન સબ છોડકે જાના, મટીમેં ખપના;
મટીમેં ખપના રે—સમજ મન મટીમેં૦—એક દિન૦—
કામ, ક્રોધ, મદ, લોભ ન રખના, કરના સુકૃતકુ;
સમજ મન કરના સુકૃતકુ;
એક નિરંજન નામ સમરના, ભવજલ તરનેકુ;
ભવજલ તરનેકુરે—સમજ મન ભવ૦—એક નિરંજન૦
જુઠ જગતકી છોડ વાસના જા સદ્દગુરૂ ચરના,
સમજ મન જા સદ્દગુરૂ ચરના;
અહો હરિજન હૃદય કમલમેં હરિભક્તિ કરના;
હરિભક્તિ કરનારે, પલકમેં હોવેગા મરના—અહો૦

૮૧

હરિસેં કોઈ નહીં બડા, દીવાના, ક્યું ગફલતમેં પડા (ટેક)
પ્રલ્હાદ બેટા હરિસેં લપટા, જબખંભ કડકડા—દીવાના૦
ગોપીચંદ ઓર ભરથરીરાજા, માલમુલક સબ છોડા-દીવાના૦
પુંડરીકને સેવા કીની, વિઠ્ઠલ ઈંટપર ખડા—દીવાના૦
કહત કબીરા સુનો ભાઈ સધુ, હરિચરણે ચિત્તચડા—દીવાના૦

૮૨

બીજું કાંઇ ન વળેરે (૨)
ભજી લેને પ્રભુને બીજું કાંઇ ન વળેરે. (ટેક)
જાણ્યા નહિં તે સારંગપાણિ, સંસારમાં શું મતિ મુંઝાણી;
જાણી લે જગદીશને તો તર્ત તરેરે—ભજી૦
મનુષ્યાદેહ વારે વારે ન આવે, માટે ભજીલેને પ્રભુ ભાવે;
ચેતી લે તે માટે જેથી કાર્ય સરેરે—ભજી૦
રામ નામની લહેર ન જાણી, ઉલટી ઉમર એળે ગુમાવી;
લખીરામ કહે ભાવે ભજો ભગવાનનેરે—ભજી૦

૮૩

લેહ લગાડી રામને જપો, જાવું છે મરી;
જાવું છે મરીરે, કાયા જાશે પડી—લેહ૦
ઘણું કષ્ટે પિંડ બંધાણો, ગર્ભમાં ધરી (૨)
માંડ કરીને મનખો પામ્યો, ચોરાશી ફરી—લેહ૦

ઊંચા મંદિર માળીયાં તારાં, રહેશેરે પડી ( ૨ )
એવી રૂડી મનખ્યા દેહ તારી, ધુળમાં ઢળી—લેહ૦
તેડા આવ્યા શ્રી રામના જાવું કષ્ટની ઘડી ( ૨ )
જમ આવ્યે તારૂં જોર નહીં ચાલે બાંધશે જડી—લેહ૦
સગાં સર્વે વીંટીને બેઠાં, મરણુની ઘડી ( ૨ )
કાઢો કાઢો સૌ કહે, એને રોકામાં ઘડી—લેહ૦
સંતની સેવા હરિની ભક્તિ વાત છે ખરી ( ૨ )
શ્રીહરિ કહે રઘુવર સમરો, જાશો તરી—લેહ૦

૮૪

હરિ ભજીયે તો આવે સુખની લહેરજો;
આ દુર્લભ મનુષ્યા દેહનો લ્હાવો લીજીયે. (ટેક)
ક્યાં થકી આવ્યો ને જીવ તારે ક્યાં જવું,
બોલ વિચારી જો ઠરવાને ઠામજો;
આ જુઠા જગત સાથે ઝઘડો નવ કીજીયે,
અંતે સાચો બેલી સીતારામ જો—આ દુર્લભ૦
આ મનુષ્યા દેહ પામ્યોરે મોંઘા મૂલની,
કોટિ જનમનાં પુણ્ય તણો નહીં પારજો;
આ શીશને સાટેરે માગી નહીં મળે,
એક ઘડી તો લાખેણી વહી જાય જો.—આ દુર્લભ૦

આ વ્રજવાસી ગોપીએ લ્હાવો લુંટીયો
મુકી દીધી કાંઈ માત પિતા કુળ લાજ જો;
સાચું તે સગપણ રે શામળીયાતણું
સરીયા સરીયા એ વનિતાના કાજ જો—આ દુર્લભ૦
આ તન, મન, ધન, જોબનરે રંગ પતંગનો,
આ જોને જોતામાં વણસી જાય જો,
અંતરમાં ઓળખી લે આતમ રામને,
કહે પ્રીતમ તારૂં આવાગમન મટી જાયજો—આ દુર્લભ૦

૮૫

જીવ તેં હરિ ન સમર્યા ઘડી, કાયા કાલ જાશે પડી;
મને તેં પ્રભુ ન સમર્યા ઘડી, કાયા કાલ જાશે પડી.
રાત દિવસ ધંધામાં રઝળ્યો, નિંદા કથા મુખ ઘડી;
જોબનમાં જનમારો ખોયો, તારી મહેનત માથે પડી—જી.
સોનાની ચાખડીએ ચડતો, ને હીરે રત્ને જડી;
વાંકી ફોજુ કલંગીવાળો ભાઈ, જમડા જાશે જડી—જી.
પેરણ પીતાંબર પલંગે પોઢતો, ને ઓઢણ છે પામડી;
આલોક સુખમાં ઉંઘી રહ્યો, પછી જમડા જાશે જડી—જી.
નાડી ખેંચાશે ને જીભ ઝલાશે, ને નીર નહીં ઉતરે નળી;
હજાર વિંછીનીવેદના થાશે, પછેસોહદિન આવશે ચઢી—જી.

ખાટયું ઘણું પ્રાણી ખરચી ન શકયો, ને દાટી બેઠો છે દળી;
બોજે ભગત કહે અંતે એની પછી બાંધી ચાલ્યા ઠાઠડી—જી.

૮૬

શા માટે તું ભજતો નથી, સેહેજે સીતારામ રે
આ કાયા તો તારી નથી, હાડકાં ને ચામ રે;
તેમાં તે શું મોહી રહ્યો છે, ગાફલ ગુલામ રે—શા૦
પાંડવોની પ્રતિજ્ઞા પાળી દ્રૌપદીનાં ચીર રે;
સુદામાની વેળા વાળી, ઉગાર્યા પ્રલ્હાદ રે—શા૦
રાવણ સરખા રાણા હતા, સોનાં સરખા ધામ રે;
સવાલક્ષ જેના પુત્ર હતા, તેના નથી ઠેકાણાં ઠામરે—શા૦
આગળ તો તારે હુકમાઇ હતી, ઘેર હતા ગુલામરે;
બાજીગરનો વાંદરો ભાઈ, ભરાવશે સલામ રે—શા૦
ઉંચી મેડી ને અજબ ઝરૂખા, નીચાં નીચાં ધામરે;
છત્રપતિ તો ચાલ્યા ગયા, તેનાં નથી ઠેકાણાં ઠામરે—શા૦
ધાઇધુતી ધન ભેળું કીધું, દાટયાં રહેશે દામ રે;
બાપદાદા જેના વહી ગયા, એના ખોળી કાઢોને નામરે—શા૦
પાપની તો પાળો બાંધી, ધરમ નહીં લગાર રે;
કહે ભવાનભાઇ સાંભળો, તમે ભજી લીયો ભગવાનરે—શા૦

૮૭

ઉઠો ખડા કોઇ ચેતોને પ્યારા, સાન સમજો સદ્દગુરૂ કેરી;
જેમ દીપક પર પવન ઝપેટે, કાળ ખડોરે તેરો શિરવેરી—ઉ૦
છોટી ઉમરમે બડા મનસુબા, જયું ઉઠત સાયર લહેરી;
ધિક ધિક ઉમર ખોઇ અકારજ, કાળ લેશે તેરો તનહેરી—ઉ૦
બાલપણામાં હસી ખેલ ગમાયો, જોબન જુવતી તનહેરી;
વૃદ્ધભયો અંગ આળસ આયો, ભ્રષ્ટ ભઈ બુદ્ધિ તેરી—ઉ૦
આજકાલ કરતાં આવ્યો તારો વાયદો, કાળ લેશે તેરો તનવેરી
એક પલકમેં પકડ પછાડે, કયાં રહેગો તેરો જીવ ડેરી—ઉ૦
સદ્દગુરૂજી ઉપદેશ બતાવે, માનો શીખામણ અબ મેરી;
હરિદાસ કહે રામ રટન કરો, તીન લોકમેં નહીં વેરી—ઉ૦

૮૮

જોબનકા મગરૂરી મત કરના, દિના ચારકા હયે ચટકા;
રૂપ દેખકે કયું મન રાચો, રામભજનસેં ક્યો લટકા—જો૦
જાયા સોઇ આખર મરનેકા, રેન દિન મનમેં ખટકા;
જાગેગા કોઇ વીરલા જોગી, નેન નીંદસે નહીં મટકા—જો૦
ગોરખ જાગ્યા કબીરા જાગ્યા, કાળ મારી કીનો કટકા;
સિદ્ધ ચોરાશીસો પણ જાગ્યા, જીનકા મન છીનમેં અટકા—જો૦
સાધુ સંતકી સેવા કર લો, શબદ સાખ દિલમેં અટકા;
નુરતસુરતકા દોર ન ચુકો, ખરા ખેલ જયું હય નટકા—જો૦

સમજે વાકું સુખદ સહજ હય, અણસમજુંકું હય ભટકા;
માર પડે તોય પાર ન પહોંચે, મનઘોડા તીથે અટકા—જો૦
આપકા આતમતત્વ વિચારો, સાહેબ સાક્ષી સબ ઘટકા;
ચારપોંચાઓ હરિદાસ પલકમેં મીટે ચોરાશીકા ભટકા—જો૦

૮૯

સર્વ તજીને ભજીયે શ્રી ગોવિંદને,
જે નારાયણ નોધારાના આધારજો,
ભાગે સંકટ કુડાંરે સંસારના,
જેના નામે ઉતરીયે ભવપાર જો—સર્વ
અપર માને વચને ધ્રુવજી વન ગયા,
નારદજીએ દીધો છે ઉપદેશ જો;
જ્ઞાન ભક્તિ વૈરાગ્ય તે મનમાં આણીયાં
પ્રભુ ભજ્યા કાંઇ ત્યાં જઈ બાળે વેશજો—સર્વ
દૈત્ય પુત્ર પ્રલ્હાદજી તે આગે થયા
લાગ્યો છે કાંઇ પિતા પુત્રનો વાદજો;
સ્તંભ થકી પ્રગટયારે નરસિંહરૂપ ધરી,
શ્રી મહા પ્રભુજીએ દીધો તેને સાદજો—સર્વ૦
લાખા ગૃહમાં પાંડવને આવી મળ્યા,
ભકત જનોને દીધી છે ઘણી ધીરજો;

સમરણ પહેલાં આવ્યાછો રે તમે સદા,
ભક્તરે જન ઉગાર્યા પાંચે વીરજો—સર્વ૦
સુદામાનું દરિદ્રપણું તો જાણીયું,
મુષ્ટિક તાંદુલ આરોગ્યા મહારાજજો;
દાસ દયાના પ્રભુજી, કરૂણા કીજીયે,
ભકતરે જનના કીધાં કોટિક કાજ જો—સર્વ૦

૯૦

ધન્ય જેણે હરિગુણ ગાયા—સંસારીયામાં૦ ધન્ય૦
બીજા સૌ જાણજો ભવાયા—સંસારીયામાં ધન્ય૦
હાથી ઘોડા ને સુખપાલ બેઠે શું થયું (૨)
શું થયું મેળવી માયા—સંસારીયામાં૦ ધન્ય૦
કંઠ સાહીને જમ કાઢશે પલકમાં (૨)
દુર રહેશે સુત વિત્ત દારા—સંસારીયામાં૦ ધન્ય૦
દયાના પ્રીતમ ભજો નંદના કુંવરને (૨)
સફળ થાશે તારી કાયા—સંસારીયામાં૦ ધન્ય૦

---

## પ્રેમ વિષે.

૯૧

મોરલી વાગી મને રામ નામ લેહ લાગી;
બંસી વાગી મને રામ નામ લેહ લાગી.

